"શ્રી પ્રાણુનાથો વિજયેતેતરામ્"

एकोऽपि कृष्णस्य कृत. प्रणामो दशाश्व मेधा
वभृथे न तुल्य· दशाश्वमेधि पुनरेतिजन्म कृष्ण
प्रणामिन पुनर्भवाय



# અડગ નીશ્ચય

યાને

# બ્રહ્મ પરિચય


અનુવાદક અને પ્રકાશક -

બાળકૃષ્ણ નાથુભાઈ ગજ્જર

સુરત.



કીંમત રૂ. ૦-૨-૦

શ્રી શાકે ૨૫૭ સને ૧૯૩૬ સંવત ૧૯૯૨

પ્રથમાવૃત્તિ ૧૦૦૦

શ્રી દેવચંદ્ર પ્રાણનાથી વિજયચેતનાગમ

# અડગ નિશ્ચય

યાને

# બ્રમ પરિચય

---

પ્રસિદ્ધ કર્ત્તા

બાલકૃષ્ણ નાથુભાઇ ગજ્જર

સુરત

સવત ૧૯૯૮ સુધર્ શાક ૨૫૭



કીમત ૦–૨–૦

ગાદી પ્રાણનાથકી રાજે, એ તો મંગલપુરી સુખ ધામ
સાથ સકળ મીલી હરખ પ્રેમ સે, કર પલપલ પ્રણામ
આનંદ મંગલ ધામ ધણીકી, જે જે કહી હર ઠામ
શ્રી બાઈ જુરાજ હુએ દયાકે સાગર, જીવનકુ સુખ આમ.
ત્રીધાતાપ દુખ ભંજન કરકે, દેત અખંડ વીશ્રામ
ચારો થંભ મધ્ય એ ચોરા, કળશ ગ્રંથ ઈશ ઠામ
પંચ સરૂપકી જ્યોત રોશની, તારતમ સોઈ નામ.
સહીત સમાજ યહાંસે ચલકર, પહોંચે પરના ગામ
તહાં બેઠ સબ સાથ ખબર લે, દે સુખ શ્યામા શ્યામ
ધન્ય ધન્ય સબ સાથ પધારે, ધન્ય ઘડી શુભ ધામ
અરજ ગરીબ ગોપાલકી સુનકે, દીજે પ્રેમ ઈનામ

શ્રી બાઈજીરાજ શ્રી ધામ ધનીકી, હરદમ જયજયજય કહીયે,
બેઠત ઉઠત ચલત અરૂ ચીતવત, દમ ભર ગાફીલ ના રહીયે
તારતમ નીજ મંત્ર જાપ કર, પરમ ધામ સુખ સબ લહીયે,
સદગુરૂ શબ્દ બીચાર હીયેમે, પલટ ફેર ભવના આઈયે,
કાલ કર્મ જગ જન્મ મરણ તજ, આવાગમનકી ભૈ દહીયે
મુળ સ્વરૂપકે ચરણ કમલકો, દીલદે જીવકે દ્રગ ગ્રહીયે,
શ્રી પ્રાણનાથકી કૃપા મહેર કો, સાથ સકળ ગોમન ચહીયે

શ્રી ૧૦૮ પ્રણામીધર્માચાર્ય મહારાજશ્રી ગોપાળદાસજી,
મુ૦ મહામંગલપુરી શ્રી પ્રાણનાથજીની ગાદી
સુરત પ્રણામી મોટામંદીર, સૈયદવાડ

# ભૂમિકા

જગતમા અડગ ટક, અડગ નિશ્ચય એક વચન, એક શ્રદ્ધા અને એક પરમ પવિત્ર પરમાત્માની મન વચન અને કર્મથી ભક્તિ કરવી તેને પતિવ્રતા ધર્મ કહે છે, શ્રી કૃષ્ણ પરમાત્માને તજી અન્ય દેવોની ઉપાસના નીરર્થક છે જેમકે સમ્રાટ જે કઈ વસ્તુ આપી શકે છે, તેઓના નાના મોટા અધિકારીઓ આપી શકતા નથી શેઠ જે કઇ બક્ષીસ આપી શકે છે તેવી બક્ષીસ આપવાનો મુનીમોને પેઢી તરફથી અધીકાર નથી તેવા મુક્તિદાતા પરબ્રહ્મ પુરૂષોત્તમ છે અન્ય દેવો નહીં

સામ્રત સમયમા કેટલાક સાથીઓને પોતાના ધર્મનુ આત્મજ્ઞાન ન હોવાને સબબે તેઓ હનુમાને તેલ રેડવા, મહાદેવે બીલીપત્ર ચઢાવવા, દેવીએ નાળીએર વધેરવા, પીરનુ પાણી પીવા, નાગ અને નોળીયા પર ફુલ ફેકવા અર્થે જાય છે, તેવા સાથીઓની જાણ માટે આ નાનકડુ અને રહસ્યમય પુસ્તક કીંમતી છે આ પુસ્તક મુળ હીંદી ભાષામા ગ્રથકારે વીશાળ વર્ણનથી લખેલુ છે અને તેમાથી ઘટના પુષ્પો વીણી લઘુ પુસ્તીકા તૈયાર કરી છે, ગોરખપુર જીલ્લાના મહેનાવલ ગામમા સનાતની પડીતો તથા પ્રણામી મહાત્મા ઓને જે શાસ્ત્રાર્થ થયેલો તેનો તરજુમો છે શ્રીયુત ભાવસીંગ નામના અડગ નીશ્ચયવાન સાથીને એક જમીનદારને ત્યા સત્યનારાયણ ની કથા પ્રસગે નીમત્રણ મળેલુ અને ત્યા તેમણે સત્યનારાયણના

પ્રસાદનો અનાદર કરેલા તેના ઉપરથી પ્રસ્તુત વસ્તુ ઉપસ્થિત થયલી છે.

પ્રણામી ધર્મ તરફથી સનાતની પંડિતો સામે ધર્મ સંગ્રામ ખેલવા કંચનપુર મટિયારીના શ્રી મહારાજ સ્વામી શીતળદાસજી તથા મહારાજ આનંદદાસજી, નગવા નીવાસી પંડીતશ્રી ત્રીલોકચંદ્ર ધુળીયાના મહંતશ્રી રમણદાસજી, પટના નીવાસી પંડીત સંપત મહાશય, તથા ૭ પંડીત કાશીના અને ૭ પંડીત અયોધ્યાના ઇત્યાદી મહાત્માઓ બહાર પડયા હતા એક માસ લેખીત પ્રશ્નોથી વાદવિવાદ ચાલ્યો અને એ મહારાજોએ પોતાની અપૂર્વ વીરતા, ધાર્ગતાથી સનાતની પંડીતો પર વૈદીક સિદ્ધાંતોથી દીગ્વીજય મેળવ્યો હતો એ મહેર શ્રી પ્રાણનાથજી મહારાજનીજ છે

આ પુસ્તકનું ટ્રાન્સલેશન કરનાર એક ઉછળતા અને ઉત્સાહી લેખક ભાઈ બાળકૃષ્ણ નાથુભાઈ ગજ્જર છે જેના વિચારોને પ્રોત્સાહન આપવા અને ભવિષ્યે એ લેખક પાસે મારી આશા ધરાવી એના પીતાજીએ સુપુત્રના કર્તવ્યને જે વેગ આપ્યો છે, તો એમનું અનુકરણ અન્ય પીતાઓ કરશે અને ધર્મ સેવા બજાવવા આવી પુસ્તિકાઓ બહાર પાડશે તો તે વિષયમા શ્રીયુત નાથુભાઈ લલ્લુભાઈ ગજ્જર એક દૃષ્ટાંતરૂપ થશે, મને સંપૂર્ણ આશા છે કે સુંદર સાથ આ નાની છતા મહત્વપૂર્ણ અને ઉપયોગી કૃતિને અપનાવશે તો ભાઇ બાલકૃષ્ણનો કરેલ પરીશ્રમ સફળતા મેળવશે, ટુંક સમયમા આવા મહોત્સવ પ્રસંગે પોતાની ઉદારતા ભાવના અને ઉન્નત વિચારોના વાયુતવેગે સુંદર કૃતી સુંદર સાથના કરકમળમા ભાઈ બાળકૃષ્ણએ મુકી છે તે માટે અવશ્ય ધન્યવાદને પાત્ર છે અને પુત્રના કર્તવ્ય પાછળ પીતાએ પૈસાનો ભોગ આપ્યો છે તો એવા પીતા પણ

તારીખને નજીક છે, આ પુસ્તક સુંદર સાથ શાન્ત ચીત્તે વાંચી વિચાર કરવો અગર એમા છણાયલા પ્રશ્નોનુ મનન કરવુ જે યોગ્યતા પૂર્વક સ્ટડી કરશો તો ગમે તેવા વિદ્વાનો સામે અવશ્ય વિજય કીર્તિ મેળવશો એ નીર્વિવાદ છે પ્રણામી મહાત્માઓએ કરેલ શાસ્ત્રના હસ્ત લેખીત લેખોનો સંગ્રહ શ્રી આનંદરામ મહારાજે કર્યો અને બ્રહ્મવિજ્ઞાન ભાસ્કર નામથી છપાવ્યુ તો એ મહારાજશ્રીને લાખો કરોડો ધન્યવાદ હજો કે જે મહાત્માઓના સુવિચારોનો પરિમળ ચોમેર ફેલાયો છે અને અડગ નીશ્ચયવંત શ્રી બાવસીંગભાઈ કે જેઓ શ્રી કૃષ્ણ પરમાત્મા અક્ષરાતીત પુર્ણ બ્રહ્મ પુરૂષોતમના પરમભક્તની પતિવ્રતા ભક્તિને કોટાન કોટી ધન્ય હજો કે જેની ટેકમાંથી અનેક ટેકોને જન્મ મળ્યો છે જેના મહા નિશ્ચયથી અનેક નીશ્ચયવાદીઓ જાગૃત થતા રહ્યા છે, ઉત્સાહી યુવકો પ્રણામી ધર્મની સાહિત્ય સેવા બજાવવા દિનપ્રતિદિન કટીબદ્ધ થતા રહે અને પ્રણામીઓનો નુરી ઝંડો આલમમા ચીર કાળ ફરકતો રહે એવી શ્રી પ્રાણનાથજી મહારાજના પવિત્ર ચરણ કમળમા મન, વચન અને કર્મથી ગરીબી ધારણ કરી કોટાન કોટી વાર પ્રણામ કરી અત્રેજ વીરમુ છુ

બુદ્ધજી શાકે ૨૫૧૭
વીક્રમ સંવત ૧૯૯૨
પોષ વદ ૧૪ને ગુરૂવાર
તા० ૨૬-૧-૧૯૩૬
સ્થાન મહામંગળપુરી
શ્રી પ્રણામી મોટામંદિર
સૈયદવાડ—સુરત

લી० ચર્ણરજ

**કવિ રામજીભાઈ નાગરદાસ પ્રણામી**

**મુ૦ વલસાડ**

# બે બોલ

[નાનકડા પુસ્તકને બે બોલની પણ જરૂર ન હોય પણ કારણ વિના કાર્ય નથી, એટલે આ અલ્પ પ્રયાસને વિકાશ પામવાને, શુભ પ્રસંગ સાંપડે છે તેને ઉચતુ પ્રણામી પુરાતન સાહિત્ય આજે પ્રકાશમાં લાવતા આનંદ સાથેજ એને અંગે વધુ બોલ પણ લખવાને મન રોકાતુ નથી]

સુજ્ઞ બંધુઓ! હું આપ સમક્ષ શાસ્ત્રાર્થનું કેટલુંક દોહન રજુ કરવા ચાહુ છું આ શાસ્ત્રાર્થ વિક્રમ સંવત ૧૯૩૬ના માગસર માસમા પ્રણામી ધર્મની સાથે થયો હતો

આ શાસ્ત્રાર્થ (શાસ્ત્રનો અર્થ) થવાનુ કારણ એ હતુ કે— મહનાવલી નામે એક નગર ગોરખપુર ની પાસે ઉત્તર હિંદુસ્તાનના અવધ પ્રાંતમા છે ત્યા એક નિજાનંદ સંપ્રદાયનો શિષ્ય ચુસ્ત પ્રણામી ધર્મને માનનાર અને કૃષ્ણ ભગવાનનો પરમ ભક્ત હતો એ નગર જમીનદારોના તાબામા હોવાથી ગ્રામ્યજનોને બહુજ દબાયલા રહેવુ પડતુ હતુ એક પ્રસંગે ગામના ક્ષત્રિય જમીનદારને ત્યા સત્ય નારાયણની કથા હતી, આથી પ્રત્યેક મનુષ્યને આમંત્રણ આપવામા આવ્યુ હતુ આથી આખુ ગામ એકજ સ્થળે એકત્રિત થયુ હતુ લૌકિક આનંદ ને ખાતર પણ ભિન્ન ભિન્ન સંપ્રદાયના લોકો એકઠા થાય છે પરંતુ આ વિષય એવો નહતો હવે આ પ્રણામી શિષ્યની ત્યા જવાની ઇચ્છા ન હોવા છતા ત્યા જવુંજ પડ્યુ કથા સમાપ્ત થતાની સાથેજ કરનાર હાજર રહેલા શ્રોતાજનોને ચરણામૃત અને

પ્રમાદ વહેંચાવા માંડયા પરંતુ નિજાનંદીનો વારો આવતા તેણે ના ના પાડી અને જવાબમા કહ્યું કે હું તો "એકલા કૃષ્ણ ભગવાનનેજ માનનારો છું" જો આ વાત કોઇપણ સામાન્ય માણસને ત્યા બની હોત તો કોઈ પણ જાતનો વાંધો નહતો પણ આ તો એક સત્તાધીશ જમીનદારનો એટલે જમીનદારનું તો નહિ, પણ પ્રસાદનો અનાદર એ વાત તો ત્યા ઉપસ્થિત થએલી જનતાને અસહ્ય થઈ પડી અને તે બાપડાને એવાં અમ્ગિત વચન સુણાવ્યા જે અહિં લખવા સભ્યતા વિરૂદ્ધ છે આ ઉપરાંત તેને ૫૦) રૂા નો દંડ કરવામા આવ્યો અને જો દંડ ન ભરે તો ગામ બહાર કહાડી મુકવાનું નક્કી કર્યું આ વાતો કાંઇ હાથીના દાંતની માફક કેવળ ઉપલકીયા નહતી, પરંતુ તેને ખરેખર અમલમા મુકવાની હતી

જ્યારે આ શીષ્ય ઉપર ખૂબજ ત્રાસ વર્તાવવામા આવ્યો ત્યારે તેણે ચોકખા શબ્દોમા જમીનદારને કહ્યું "હું કબુલ કરૂં છું કે આપનો આ ગામ ઉપર સંપૂર્ણ અખત્યાર છે તમે તેના માલીક હોઈ ગામ ખાલી કરાવી શકો છો પરંતુ ધર્મના વિષયોમા મનુષ્ય સ્વતંત્ર છે કદાચ એમ માનો કે આ શરીર આપનું ગુલામ છે પરંતુ આત્મા તો નથીજ અને ધર્મ માનવો કે ન માનવો એ કાર્ય આત્માનું છે અને આત્મા સ્વતંત્ર છે તે કોઇનો બંધાએલ રહેતો નથી ઉદાહરણ—હું જાતે હાલમા આત્માનો માલીક છું છતાં એ મ્હને ગંગળતો છોડી એક દિવસ ચાલ્યો જશે મ્હારો અપરાધ છે. એમ મારો અંતરાત્મા કબુલ કરતો નથી આવા વિષયમા આત્માને દોષિત ઠરાવવો એ મૂર્ખતા અને પક્ષપાત સિવાય બીજું કાંઇજ નથી જો એક ન્યાયાધીશે પોતાનેજ સત્ય વકતા કહેવડાવવો હોય તો તેણે 'ગુન્હો' અને 'ગુન્હેગાર' એ બંને ઉપર સંપૂર્ણ વિચાર કરવો જોઇએ.

જેથી બીન ગુન્હેગાર ઉપર દોષ ચઢાવી ખોટી રીત જુલમ ન ગુજરે જો કોઈ પોતાનાજ મતને સપૂર્ણ સત્યરૂપ, અને વખાણવા લાયક કહેતો હોય તો તેમા ન્યાયની ઉણપ ન હોવી જોઇએ અથવા ન્યાયાધીશેજ પક્ષપાત ન કરવો જોઈએ અને જો આમજ હોય તો લાનત હજો ન્યાય પર ' આવે વખતે તમારે તમારા પક્ષને સાચી રીતે સમજાવવો જોઇએ અગર જો તમે ગામ ખાલી કરાવીનેજ રાજી થવા માગતા હો તો ધર્મની રક્ષાને માટે ગામનો ત્યાગ કરવો યા દંડ ભરવો એ કાંઇ મહાભારત કાર્ય નથી દુખ તો ફક્ત એટલુજ છે કે હું, નિરપરાધી પાસે દંડ શા માટે લેવામા આવે એક અજ્ઞાનથી ભરેલા પક્ષનો સ્વીકાર કરવાનો આગ્રહ કરવો એ શુ અજ્ઞાન નથી ? અને ઉલટુ પોતાનાજ અજ્ઞાનને કારણે જ્ઞાનીને દોષિત ઠરાવવા એ શુ અપરાધ નથી ? આ ક્યાનો ન્યાય ! આપને જો ઉચિત લાગતુ હોય તો પ્રથમ બન્ને પક્ષના સુવિદ્વાનોને બોલાવો અને આ ધાર્મિક વિષય ઉપર ચર્ચા ચલાવો અને જો શાસ્ત્રદ્વારા એમ સિદ્ધ થાય છે કે એકલા કૃષ્ણના પરમ ભક્તને શાલિગ્રામ યા અન્યદેવનો પ્રસાદ લેવો ઉચિત છે તો તમે મને ગોળી કરો તે ખમવાને માટે હુ તૈયાર છુ પરતુ હાલમા તો હુ દંડ આપવાનો નથી અને હુ અપરાધી છુ એમ પણ કબુલ નહિ કરૂ " આવા તના સત્યથી ઉભરાતા સ્પષ્ટ શબ્દોએ પેલા જમીનદાર ઉપર એવી તો અસર કરી કે તે બોલતો જ બંધ થઈ ગયો અને અંતે પંડિતોની સભા બોલાવવાનુ નક્કી કર્યું બન્ને પક્ષોના વિદ્વાનોને બોલાવ્યા અને શાસ્ત્રાર્થ કરવામા આવ્યા આ વખતે શાસ્ત્રાર્થના આધાર રૂપ સઘળા ગ્રથો રજુ કરવામા આવ્યા હતા કોઈ પક્ષે નામની નિંદા કરી ન હતી પરતુ સામેના પક્ષના જે જે પ્રમાણો

રજુ કરવામા આવ્યા હતા તમા અર્થવાદ જ હતો, એટલ ક ખરૂ તાત્પર્ય ન હતુ પરતુ આપણા પક્ષે સ્મૃતિ શ્રુતિ વિગેરે ગ્રથોમાથી પુષ્તા અને સતોષકારક પ્રમાણો આપ્યા હતા આ કારણને લીધે જનતાએ આ બાબતમા શાતિ પૂર્વક રસ લીધો અને શાસ્ત્રાર્થનો નિકાલ આવ્યો ત્યા સુધી અને ત્યાર પછી પણ શાતિ રહી ત્યાર પછી સામાપક્ષને પોતાની ભૂલોનુ ભાન થયુ, પોતાનો પરાજ્ય કબુલ કર્યો પોતાના દુષ્કૃત્યો માટે માફી માગી, અને નિજાનદનો સત્કાર કર્યો સત્યાસત્યનો નિર્ણય કરવાનો એજ સમય હતો આજના દિવસોમા તો પોતાનો પરાજ્ય પોતાની જાતેજ ખુદ બ્રહ્સ્પતિની સમક્ષ પણ અસભવિત છે તો પછી મનુષ્યનુ તો પૂછવુજ શુ ?

પ્રિય વાચકવૃદ ! આ બાબતમા વધારે લખવુ વ્યર્થ છે તે બન્ને પક્ષો વચ્ચે થએલા સવાલ જવાબો નીચે રજુ કર્યા છે, જે વાચતાજ આપને એ ધર્મની બાબતોનો આપોઆપ ખ્યાલ આવી જશે

## સનાતન ધર્મનો પ્રથમ પ્રશ્ન

હે પ્રણામી ધર્મને માનનારા પડિત મહાત્માઓ !

તુલસી અને શાલિગ્રામના પજનનુ માહાત્મ્ય તથા ચરણામૃતનુ માહાત્મ્ય તેમજ દેવોના પ્રસાદાદિ ભક્ષણ કરવાનુ અઢારે પુરાણોમા તથા ભાગવતમા તથા સ્મૃતિ, તત્ર, પટલ, વગેરે ગ્રથોમા કહ્યુ છે અને તેથી બ્રાહ્મણ વિગેરે તેમજ ચારે વર્ણને આ સપ્રદાય અવશ્ય માન્ય કરવોજ જોઇએ કારણકે તુલસીદળ તેમજ શાલિગ્રામ વિગેરેના પ્રસાદનુ સેવન કરવાથી અનત તીર્થોનુ ફળપ્રાપ્ત થાય છે અને જે તુલસીદળ તથા શાલિગ્રામ વિગેરેના ચરણોદકનો ત્યાગ

કરે છે તેને અનતકાળ સુધી નર્કમા રહી મહા દુ ખ ખમવુ પડ છે જ્યા આગળ શાલિગ્રામ તથા તુલસીનુ વૃક્ષ હોય છે ત્યા બધા તીર્થોનુ ફળ મળે છે તેમા પણ વૈષ્ણવ લોકોને તો તુલસી શાલિગ્રામ ના પૂજનનુ ફરમાન થાય છે તો હે પ્રણામીઓ ! આપ તેને શા માટે ગ્રહણ નથી કરતા ? અને એનો (ચરણામૃતનો) ત્યાગ કરવાનુ ક્યા શાસ્ત્રમા લખ્યુ છે ? અને એના ગૃહણ કરવાથી શુ પાપ લાગે છે ? આ સવાલોના જવાબ અમને પ્રમાણસર આપો

## પ્રણામી ધર્મ તરફથી પ્રથમ પ્રશ્નનો જવાબ

હે મહના વલિ નગરના સજ્જનો ! વિદ્વાનો સાભળો ! ભાગવત, પદ્મપુરાણ, તથા ભગવદ્દગીતા આદીગ્રથોમા આ વાત ઉપર ભાર પૂર્વક લખ્યુ છે કે મોક્ષની કામના રાખનારા મનુષ્યે પૂર્ણ ભક્તિ વડે પરમાત્મા સચ્ચિદાનદ પૂર્ણ બ્રહ્મની ઉપાસના કરવી જોઈએ ભાગવતમા લખ્યુ છે કે નિષ્કામ, સકામ મોક્ષકામ, આ ત્રણ પ્રકાર ની કામનાઓમા ચાહે કોઈ પણ કામના વાળો મનુષ્ય આનદકન્દ સચ્ચિદાનદ શ્રી કૃષ્ણ પરમાત્માની આરાધના કરે એજ યોગ્ય છે ગીતામા પણ અર્જુનને શ્રી કૃષ્ણ ભગવાને એજ કહ્યુ છે કે હે પાર્થ ! જેઓ એક ચિત્તથી મ્હારી પ્રાર્થના કરે છે તેઓ અવશ્ય મ્હને પ્રાપ્ત કરે છે અને મ્હને જેણે મેળવ્યો છે એવા મ્હારા ભક્ત ને કદી સસારમા ફરીને જન્મ, મરણ, આદિ દુ ખોમા પડવુ પડતુ નથી અને તે મ્હારા પરમ ધામને મેળવે છે માટે અન્ય ધર્મોનો ત્યાગ કરી તુ મ્હારી સેવા કર આગળ જતા પદ્મપુરાણોમા તો ચોકખા શબ્દોમા કહ્યુ છે કે જેવી રીતે પવિત્ર સ્ત્રી પતિના વિદેશ જવાથી એકલા પતિ સિવાય બીજો કોઈ પણ

કાળ ચિત્ત રાખતી નથી અને બીજી અન્ય વસ્તુઓની તને આકાંક્ષા થતી નથી અને પતિનાજ ગુણગાન ગાવામા દિવસો નિર્ગમન કરે છે તેજ પ્રમાણે કૃષ્ણના પરમભક્તને પણ કૃષ્ણનુજ ધ્યાન, સ્મરણ પૂજન, અને ગુણગાન કરવા જોઈએ, તે સિવાય અન્ય દેવોની પૂજામા મનને ન લગાડવુ એજ પ્રમાણે બીજા દેવોને નમન, સ્મરણ દર્શન, ગાયન, ભોજન, તેમજ ઉતરેલા ફુલહાર, અને દેવોની નિંદા કરવી એ સઘળી વસ્તુઓનો પરિત્યાગ કરવો તેમજ દુષ્ટબુદ્ધિના મનુષ્યો સાથે વ્યવહાર પણ ન રાખવો જેવી રીતે ચાતક પક્ષી પાણી, પાણી. કરે છે તેમ તમે પણ મ્હારી આરાધના કરતા દિવસો વ્યતીત કરો જેવી રીતે ચાતક વર્ષાબિંદુઓ સિવાય અન્ય જળનુ પાન નથી કરતો તેમ તમે પણ કૃષ્ણ સિવાય બીજા દેવોનુ ચરણોદક વિગેરે ગ્રહણ ન કરો હે પંડિતો ! વિચાર કરો ! ઉપર વર્ણવેલા પ્રમાણોમા કૃષ્ણના પરમ ભક્ત માટે અન્ય દેવનો પ્રસાદ લેવો યોગ્ય નથી આ પ્રમાણેનો પ્રણામી ધર્મનો પહેલો જવાબ સમાપ્ત

## સનાતન ધર્મનો દ્વિતીય પ્રશ્ન

હે પ્રણામી મજજન પંડિતો !

આપ એકલા કૃષ્ણ પરમાત્માનેજ માનો છો અને આપ મૂર્તિ પૂજાની વિરૂદ્ધ છો પરતુ શાસ્ત્ર તો એમ કહે છે કે શ્રીકૃષ્ણ એજ શાલિગ્રામ છે અને રાધકાજી એજ તુલસી છે શાલિગ્રામ શિલા અને દ્વારાવતિ શિલા-ગોમતી ચક્ર, એ બેનો જ્યા સગમ થાય છે ત્યા બધા તીર્થો નિવાસ કરે છે એ સ્વરૂપનુ પૂજન કરવાથી અને ચરણોદક લેવાથી મોક્ષ મળે છે જે મનુષ્ય એ પ્રસાદનો ત્યાગ કરે છે તે નર્કનો અધિકારી બને છે જે સ્થાને શાલિગ્રામની શિલા છે

ત્યા ગંગા વિગેરે પવિત્ર નદીઓ અને બધા પવિત્ર તિર્થો આવેલા છે એ સ્થળે જો કંઈ દાન પુણ્ય કરવામા ન આવે તો તે મહાન્ ગુન્હો છે એ માટે કલિયુગમા અવશ્ય મૂર્તિપૂજા કરવાથી મોક્ષ મળે છે તે આપ કેમ નથી કરતા ? બીજો પ્રશ્ન એ છે કે વર્ણાશ્રમ ધર્મમા આપ કયો આશ્રમ તેમજ કયો ધર્મ માનો છો અને આપનો સંપ્રદાય શુ છે ? તે મપ્રમાણ કહો

## પ્રણામી ધર્મ તરફથી દ્વિતીય પ્રશ્નનો જવાબ

હે મહનાવલિ નગરના મહાનુભાવ સજ્જન પંડિતો !

સાંભળો ! ગરુડ પુરાણમા લખ્યુ છે કે દેવતા યાને દેવ અથવા પ્રભુ લાકડામા નથી, તેમજ પત્થર યા માટીમા નથી પરંતુ **પરમાત્મા તો ભાવમાં** છે માટે પ્રભુ ભાવનારૂપમાજ સિદ્ધ છે ગીતામા પણ લખ્યુ છે અસતનો ભાવ અને સતનો અભાવ હોઈ શકેજ નહિ એ વાત તત્વદર્શી લોકો જાણે છે આની આજ વાત નારદ પંચરાત્રમા પણ લખી છે **શિવજી પાર્વતીને** કહે છે કે હે દેવિ જ્યા સુધી પત્થરમા ઈશ્વર ભાવ છે અને તે પાણીમા તીર્થ ભાવ છે ત્યા સુધી મનુષ્યને અજ્ઞાન દશામાજ સમજવો મૃગતૃષ્ણા અને ભ્રમબુદ્ધિમા તેઓ પોતાના જીવનને નકામુ વેડફી નાખે છે." ભાગવતના દશમા સ્કંધમા પણ લખ્યુ છે કે જેમ મનુષ્ય વાત, પિત્ત, કફના શરીરને આત્મબુદ્ધિથી જુવે છે, અને પત્ની પુત્ર વિગેરેમા આત્મીય ભાવ રાખે છે, તેજ પ્રમાણે પત્થર વિગેરે નિર્જીવ પદાર્થોમા દેવતા ભાવ અને પાણીમા તીર્થભાવ રાખે છે પરંતુ જ્ઞાનિ જનોના મહાત્મ્ય સમજતો નથી અને તેઓમા પૂજ્યબુદ્ધિ રાખતો નથી તે પ્રાણીનો બળદ અથવા ખર જ માટે સૌથી ઉત્તમ માનવી

પૂજા છે અને મધ્યમ ગ્રંથપૂજા અને મૂર્તિપૂજા નિકૃષ્ટ અને ચિત્રપૂજા અધમ કહેવાય છે, એજ વાત પુરાણ સંહિતામા પણ લખી છે. શ્રી કૃષ્ણએ પોતાના ધામમા રહેતી સર્વશક્તિઓને કહ્યુ કે હે શક્તિ તમે મૃત્યુ લોકોમા જાઓ અને ત્યા તમે સંસારની માયા રૂપી મોહજાળમા ફસાઈ પાષાણ વગેરેનેજ પ્રભુ સમજીને તેનુ પૂજન કરશો અને તમારા પોતાનાજ ધામની લીલા અને આનંદ સાંભળીને તમને હાસ્ય ઉત્પન્ન થશે, અને તમને સમજાવવા છતા પણ તમારા અસલ સ્વરૂપનુ ભાન થશે નહિ આ સંસાર એક એવી ભૂમી છે જ્યા અસત્યને સત્ય અને સત્યને હડહડતુ જુઠાણુ માનવામા આવે છે અને સત્યની નિંદા કરવામા આવે છે અને મિથ્યાભિમાન એજ તેમનુ અમૃત છે માટે હે મંજજન સનાતન ધર્મધારી પંડીતો પુરાણોમા ચાર પ્રકારના પ્રલય લખ્યા છે તો તે પ્રમાણે જ્યારે વિરાટ પ્રલય થયો તેમજ સૂક્ષ્મ પ્રલય જ્યારે થયો ત્યારે નારાયણ વગેરે આપના દેવો કયા રહેતા હતા તે કહો ગરૂડ પુરાણમા લખ્યુ છે કે જ્ઞાન રૂપી સરોવરના સત્ય રૂપી પાણીથી રાગદ્વેષ વગેરેનો નાશ કરનારા માનસિક તીર્થમા જેણે સ્નાન કર્યુ છે તેના સર્વ પાપો નાશ થયા છે અને તેને પાપ સ્પર્શ કરી શકતુ નથી જુઓ પત્થરની મૂર્તિઓ પૂજવાનુ સ્મૃતિમા પણ ના કહ્યુ છે શ્રુતિમા કહે છે કે મૂર્તિ નિર્જીવ છે, તે બનાવટી છે, જડ છે, અને માટે અપૂજ્ય છે બ્રહ્મ એજ સત્ય છે, અને સર્વવ્યાપી છે, અને જેનો કદીએ નાશ થતો નથી માટે એવા બ્રહ્મનુ પૂજન કરવુ જોઈએ જેથી કરીને આ લોક અને પરલોકમા અનેક પ્રકારના સુખો મળે છે અને મોક્ષ પામે છે જે બ્રહ્મવાણીમા વર્ણવાતો નથી અને પ્રાણથી જીવન પામતો નથી પરંતુ **પ્રાણજ તેના વડે જીવે છે** એજ બ્રહ્મ પૂજ્ય છે

જેની મૂર્તિ બનાવીને આપ પૂજો છો તે બ્રહ્મ નથી એતો કેવળ તમારૂ અજ્ઞાનજ છે - પત્થર ને તમે બ્રહ્મ સમજો છો ! અને ફક્ત પાખંડી રીતે દ્રવ્ય હરણ કરવાને માટે તમે મૂર્તિઓ બનાવી છે એ તમારૂ અજ્ઞાન અને તેની પાછળ ખુલ્લો સ્વાર્થ છે તેમા નથી સત્ય નો ઉપદેશ નથી પરોપકાર કે કોઈ સારો માર્ગ માટે બધી વસ્તુનો ત્યાગ કરી અવીનાશી પૂર્ણ બ્રહ્મને પૂજો અને જે વર્ણાશ્રમ તમે પૂછો છો તે ચારે વર્ણ અને ચારે આશ્રમો હમારામા પણ છે આ દેખીતા વિષયમા તો આવા પ્રશ્નો કરવા વ્યર્થ છે આ પ્રમાણેનો પ્રણામી ધર્મનો બીજો **જવાબ સમાપ્ત**

## સનાતન ધર્મનો તૃતીય પ્રશ્ન

હે પ્રણામી ધર્મના મર્જીન પડીતો !

હે પ્રણામી ધર્મના જ્ઞાની પંડિતો ! મનુષ્ય માત્ર ઉપયોગ મોક્ષના જ્ઞાનના વિગેરેના વાક્યાર્થને આધીન છે પરંતુ શબ્દશક્તિને આધીન થવા પહેલા તેનુ નિરૂપણ કરવુ આવશ્યક છે. જેવી રીતે તેને શબ્દ સર્વજ્ઞતાપણુ ધરાવનાર બ્રહ્મનો બોધ કરે છે અને **'ત્વમ'** શબ્દ મહાનગુણવાન ચૈતન્યશાળી જીવનો બોધ કરે છે તેમજ **અસિ** ક્રિયાપદ ભાગ, ત્યાગ, વિગેરે ઉપાધિઓનો ત્યાગ કરનાર ચૈતન્યનો શ્રેષ્ઠ બોધક છે અને તે માટે જીવ એજ બ્રહ્મ છે. અદ્વૈતવાદીઓનો મત છે પરંતુ તાર્કિકોના મત પ્રમાણે જીવ અને બ્રહ્મમા ભેદ માનવામા આવે છે, આજવાન શ્રી કૃષ્ણ હર્ષે 'ખંડન ખંડ ખાદ્ય' ગ્રથમા લખી છે કે જો એમ દ્વૈતના અભાવને અદ્વૈત કહીએ તો અવશ્ય દ્વૈતને પણ નિત્ય માનવો જોઇએ કેમકે જે વસ્તુનો અભાવ થાય છે તે વસ્તુનો ભાવ પણ કોઈ જગાએ હોવોજ

જોઇએ સિધ્ધાત પણ એજ કહે છે કે 'यस्याभाव स प्रतियोगी' જેનો જ્યા અભાવ થાય છે તેને પ્રતિયોગી કહે છે જેવી રીતે જળાશયમા અગ્નિનો અભાવ છે તો જળાશય અગ્નિનુ પ્રતિયોગી છે પરતુ જળ અને અગ્નિ જુદા જુદા સ્થળે આવેલા છે (તેઓનો સગમ અશકય છે) એજ પ્રકારે જગત દ્વૈત છે, અને જગત પ્રતિયોગી બ્રહ્મ અદ્વૈત છે અને આ ઉપરથી તો એજ સિદ્ધ થાય કે બ્રહ્મથી જુદા પ્રકારની વસ્તુ (જગત) અવશ્ય છે અને જ્યારે બ્રહ્મથી ભિન્ન જગત્ છે તો પછી બ્રહ્મને અદ્વૈત કેમ કહેવાય ? તે માટે બ્રહ્મ વિશિષ્ટ છે એમ માનવાવાળા હમે લોકો પચદેવ વિગેરે બ્રહ્મની જે પૂજા કરીએ છીએ તેજ ઠીક છે દ્વૈત વગર સૃષ્ટિનો વિસ્તાર થઇ શકતો નથી અને કૃષ્ણ વગેરેની પૂજા પણ ત્યારેજ થઈ શકે છે, જ્યારે બ્રહ્મને સગુણ માનવા સાથે તેના અવતાર વગેરેને પણ માનવા જોઇએ અવતારોને માન્યા વગર બ્રહ્મની માન્યતા પણ અસભવિત છે અને જો કોઇપણ પ્રકારની ભક્તિ ન માને તો તેની પૂજા વ્યર્થ છે કારણકે નિરાકાર બ્રહ્મની તો પૂજા થઈ શકતીજ નથી માટે સગુણ બ્રહ્મના અવતાર વગેરેની મૂર્તિપૂજા વિના આ કળિયુગમા બીજો ઉપાય નથી આગળના યુગોમા ભલે નિરાકાર બ્રહ્મની પૂજાજ થતી હતી પરતુ કળિયુગમા તો પ્રાણીમાત્રને માટે શાલિગ્રામ વગેરેની પૂજાજ યોગ્ય છે અને કલ્યાણ કારી છે આજ વાત ભાગવત જોતા સિધ્ધ થાય છે કે કળિયુગમાં વાસુદેવ, સકર્ષણ, અનિરૂદ્ધ અને પ્રદ્યુમ્ન એ ચારે નારાયણ વિગેરે અશ રૂપ અવતારોનુ પૂજન કરવાથી મોક્ષ પ્રાપ્ત થાય છે માટે હે પ્રણામીઓ આપે પણ તેમને જરૂર માનવો પડશે

## પ્રણામીઓ તરફથી તૃતીય પ્રશ્નનો જવાબ

હે મહનાવલી નગરના સજ્જનો સાભળો, અને ગુણવાન વિદ્વાનો તત્ત્વ વગેરે વાકયાર્થ વૃત્યર્થ ને એટલે વૃત્તિને આધિન હોવાથી વૃત્તિ નિરૂપણ વિષયની મહાન જરૂર જણાય છે વૃત્તિ ત્રણ પ્રકારની છે જેવી કે **अभिधा लक्षणा** અને **लक्षणा तत्** શબ્દનો અર્થ સર્વ વ્યાપી ઉત્તમ ચૈતન્ય એવો થાય છે એને **त्वम्** અલ્પજ્ઞત્વ વિશિષ્ટ ચૈતન્ય એવો અર્થ થાય છે અને ભાગ, ત્યાગ લક્ષણોથી અલ્પજ્ઞત્વ ઉપાધિનો ત્યાગ થવાથી **'असि'** ક્રીયાપદ બન્નેનો અભેદ બોધક છે જ્યારે આ વાત સત્ય છે અને એનો આપે પણ સ્વીકાર કરી લીધો છે તો શક્તિ અને શક્તિમાન બ્રહ્મનો અભેદાન્વય શી રીતે થઈ શકે ? જ્યારે સૂર્ય અને સૂર્યકિરણ બન્નેના નામ જુદા છે. પરંતુ કિરણોથી સૂર્ય દ્વૈત નથી કહેવાતો અને સૂર્યકિરણથી ઉત્પન્ન થએલ મૃગ ત્રષ્ણાને જોઈને સૂર્ય ઉપર દ્વૈતત્વ વગેરે કલ્પકલ્પી આક્ષેપ કરવામા આવે છે પરંતુ સૂર્ય એકજ છે એમ કહેવાશે. એજ પ્રમાણે સૂર્યની માફક બ્રહ્મ હમેશા નિર્લેપ છે, જીવ એ કિરણોની માફક જુદો નથી પરંતુ તન્મય છે અને જગત એ મૃગજળની સમાન આભાસ માત્રજ છે માટે બ્રહ્મમા દ્વૈત આપત્તિની શકાને અવકાશ નથી બ્રહ્મ તો સચ્ચિદાનંદ પૂર્ણ છે **सत्**થી સનાતન અખંડ વર્તમાન છે, તેમજ અવિનાશી હોવાથી બ્રહ્મમા દ્વૈતાદિ વિકાર ઉત્પન્ન થતા નથી **चित्**થી ચૈતન્ય યાને સર્વજ્ઞાન પૂર્ણ છે અર્થાત્ એનાથી કોઈ વસ્તુ છાની નથી **आनन्द**થી સદા સુખી અને આનંદપૂર્ણ છે જન્મમરણ વગેરે દુખોથી રહિત સ્વતંત્ર છે એવા બ્રહ્મને માયાના સમર્ગવાળો ગણવો એ

મહાન ભૂલ છે આજ વાત દેવસ્તુતિ ભાગવતમા બ્રહ્માએ કહી છે કે જે રીતે સૂર્યની સામે રાત્રિ અને દિવસ બન્નેની કલ્પના કરવી મિથ્યા છે કારણકે સૂર્યની પાસે જ્યારે અંધકાર પહોંચે તો રાત્રિ દિવસ ક્યા જાય ! અને જ્યારે ત્યા અંધકાર પહોંચતોજ નથી તો રાત્રિદિન કેવા ! એજ પ્રકારથી જ્યારે બ્રહ્મને ત્યા અજ્ઞાનજ નથી તો વળી દ્વૈતની કલ્પના કેવી રીતે થઇ શકે, માટે હે પ્રભો ! આપનામા દ્વૈતની કલ્પના કરનારા કેવળ અજ્ઞાનીઓજ છે પરંતુ આપની પાસે તો આ બન્નેનો અભાવ છે માયામા ફસેલા જીવોની કલ્પના માત્રજ છે બ્રહ્મ હમેશા પરમધામમા શોભાયમાન છે અને જ્યોતિ (પ્રકાશ) સર્વત્ર પ્રસરેલી છે સંસાર રાત્રિ તેમજ મૃગજળ જેવો અને જીવને ભ્રમમા નાખનાર છે ટુંકમા સંપૂર્ણ હાલના જગતનો અભાવજ છે એ અભાવ ચાર પ્રકારના થયા કરે છે જેવી રીતે **प्रागभाव**, **प्रध्वंसाभाव**, **अन्योऽन्या भाव** અને **अत्यन्ताभाव**

(૧) પ્રાગભાવ = જે **પહેલેથીજ** નથી

(૨) પ્રધ્વંસાભાવ—જેનો નાશ થયા **પછી** અભાવ છે.

(૩) અન્યોન્યાભાવ = જેવી રીતે રાત્રિ અને દિવસ, દિવસમા રાત્રિનો અભાવ છે, અને રાત્રિમા દિવસનો અભાવ છે એજ પ્રકારે બ્રહ્મ સૂર્યવત્ છે અને રાત્રિરૂપ જગતથી નિરાળો છે.

(૪) અત્યન્તા ભાવ = જે વર્તમાનમા નથી, ભૂતમા થયો નથી અને ભવિષ્યમા થવાનો પણ નથી, ત્રણે કાળમા જેનો અભાવ છે

ઉપરના ચારે અભાવો જીવને ભ્રમ માત્રજ છે, જીવ બ્રહ્માને ભૂલી ગયો અને અસત્યમા મળી ગયો સત્ પદાર્થોનો બોધ થયા વગર રાત્રિવડ રાત્રિનો નાશ થઈ શકતો નથી તેમજ કાદવ વડે કાદવ ધોવાતો નથી તો સસાર વડ સસારની નિવૃત્તિ શી રીતે થાય ? એજ કારણથી પદ્મપુરાણના ભૃગુ બ્રહ્માના સંવાદમા શ્રુતિઓએ એવી સ્તુતિ કરી છે કે, હે પરમાત્મા ! કૃષ્ણ નારાયણ આદિ રૂપોનુ તાત્પર્ય હમે જાણ્યુ છે, અને એ બ્રહ્મબુદ્ધિમા માનવાને યોગ્ય નથી કારણકે નારાયણ વગેરે ઉત્પત્તિ નાશવત પદાર્થો છે બ્રહ્મ તો સદા એક રસ પૂર્ણાનદ અખડ અવિનાશી નિત્ય વિહાર કરવાવાળો છે હે બ્રહ્મા જો આપને વરદાન આપવુ હોય તો અખડાનદ પૂર્ણ બ્રહ્મનુ ધામ બતાવો જ્યા મન અને વાણી પહોચી શકતા નથી જ્યા નિર્મળ કાલિન્દિના પાણી રત્નથી બાધેલા કિનારાઓ સાથે અથડાય છે કુજ નિકુજ આદિ ઉપવનો આવેલા છે, ભાગવતમા લખ્યુ છે કે મહાપ્રલયમા બધા સ્થૂળ સૂક્ષ્મ તથા કારણનો નાશ થઈ જાય છે તો તે વખતે નારાયણ વગેરેનુ સ્વરૂપ ક્યા રહેશે ? માટે અવિનાશી બ્રહ્મનીજ ઉપાસના કરવી ઠીક છે જેમ શ્રી કૃષ્ણજીએ ગોપીઓને બ્રહ્મલોક બતાવ્યુ હતુ અને અનન્ય ઉપાસના વગેરે બતાવ્યા તા

ઉપર આપેલા પ્રમાણોથી સજ્જન લોક સમજી શકતા હશે કે (પૂર્વ પક્ષને) સનાતનીને તોડી પાડનાર કૃષ્ણના બ્રહ્મ સ્વરૂપની જરૂર છે અને બીજા દેવોની તેમજ તેમજ નારાયણ વગેરેની ઉપાસના કરવાના ભ્રમમા પડવુ નહિ પરતુ બ્રહ્મનીજ ભક્તિ કરવી જોઈએ જેના અમે એકાત ઉપાસક છીએ આ આશ્રમનો સિદ્ધ

થઈ છે અને પૂર્વનો સગુણ બ્રહ્મજ પૂજનીય છે. નિર્ગુણ જે દુરાગ્રહનુ ખંડન કરે છે અને જે ભાગવતનુ પ્રમાણ આપ્યું છે. ભક્તિ વગરના અનાજના છોડા જેવા અજ્ઞાનમા સમય વ્યતીત કરે છે આ દષ્ટાંત પણ સનાતનીઓ ને ઘટતુ જ છે કારણકે અમે મુખ્ય રૂપની ભક્તિને માનીએ છીએ આ તો જે ચૈતન્યને છોડી જડવસ્તુમાં માને છે તેને બરાબર ઘટતુ છે અર્થાત્ બ્રહ્મ તત્વને છોડી ભૂસા સમાન જડના ઉપાસક બની અજ્ઞાનતામા વ્યર્થ સમય ખોવો એ મૂર્ખતા છે

## સનાતન ધર્મી પંડિતોનો ચોથો પ્રશ્ન

હે પ્રણામી ધર્મના સજ્જન પંડિતો !

હિંદુ પ્રાણી માત્રને માટે ઉપયોગી (વિશેષ કરીને વૈષ્ણવોને માટે) કર્તવ્ય જે એકાદશીનુ વ્રત છે તે આપ કેમ નથી કરતા ? બીજી વાત એ છે કે સ્ત્રીભાવથી પરમાત્માની ઉપાસના કરવાનુ પુરૂષને માટે ક્યા લખ્યુ છે ? જેને આપ મોટુ કર્તવ્ય સમજો છો ન કહો ત્રીજી વાત કળિયુગમા નિર્ગુણ બ્રહ્મની ઉપાસના મહા કઠણ છે અને તેને તમે કેમ વળગી રહ્યા છો ? એ પણ સપ્રમાણ કહો ? ચોથો પ્રશ્ન એ છે કે આપ લોક સૂર્ય વગેરેને અર્ઘ્ય નથી આપતા તો આપણી સદાચારસાજ સંધ્યા વિધિ કેવી છે ! અને તે કેવી રીતે કરો છો ! આ બધાનો પ્રમાણસર જવાબ દો ? કારણ કે અહીંની પ્રજાના મનમા આપ લોકોની સંધ્યાપૂજાના વિષયમા મોટી શંકા છે જે અમે જાણવા માગીએ છીએ

# સનાતની ધર્મના ચોથા પ્રશ્નનો પ્રણામીઓનો જવાબ

હે મહુનાવલી નગરના સજ્જનો ! સાભળો નારદ પચરાત્રમા લખ્યુ છે કે એકાદશી પોતાના સ્વમુખે આ વાતનુ વર્ણન કરે છે, કે જે મનુષ્ય પરમાત્માના પ્રસાદનુ ભક્ષણ નિત્ય નિયમપૂર્વક કરે છે, તેમના પ્રસાદની સમાનતાનુ સપૂર્ણ વ્રત, તીર્થ, સંયમ, નિયમ, યજ્ઞ, દાન-દક્ષિણા વગેરે કાઇ પણ પ્રાપ્ત કરતો નથી એવો પ્રસાદના મહિમાનો અર્થ છે પરતુ કૃષ્ણ પરમાત્મા છે તેમના પ્રસાદનો કણમાત્ર ખાવાથી અથવા શ્રદ્ધાપૂર્વક ગ્રહણ કરવાથી અથવા સ્પર્શ કરવાથી હુ એકાદશી સાથેજ પવિત્ર થઇ જાઉ છુ કારણ કે પ્રભુના પ્રસાદ અન્ન આગળ અન્ન વ્રતો નાણખવા જેવાજ છે માટે પ્રભુપ્રસાદને કદાપિ તજવો ન જોઇએ જો પ્રભુ પ્રસાદના કોઇ દિવસ ત્યાગ થઇ જાય તો દિવસ મનુષ્યનો નિષ્ફળ સમજે તેમા બ્રાહ્મણને માટે તો અધિક નિષ્ફળ જાય છે અગર જો કોઇ મનુષ્ય વ્રત વિગેરેનુ મહત્વ બતાવીને વ્રત, તીર્થ, જપ, તપ, શમ, દમ વગેરેને પરમાત્માના પ્રસાદ અન્ન જે સમાન ગણે છે તો હે બ્રાહ્મણ તમે તેને અડકવા લાયક નહિ એવો અધમ ગણજો જો કોઇ અભિમાની બ્રાહ્મણ એકાદશી, યજ્ઞ વગેરે વ્રતના લોભથી પરમાત્માને સમર્પિત પ્રસાદથી વિમુખ રહી તેનુ ગ્રહણ નથી કરતા તેમનુ રૌરવ થાય છે આજ વાત પદ્મ પુરાણમા લખી છે કે જે મનુષ્ય પરમાત્માનો એકાત ભક્ત થઇને અન્ય વ્રતો કરે છે તેની સેવામા ભગ પડે છે અને તેને તે વ્રતનુ કાઇ પણ ફળ પ્રાપ્ત થતુ નથી જેને લીધે તેની સેવાનો ભગ થાય છે આ કારણથી એમ સિદ્ધ થાય છે કે એકાદશી વગેરે વ્રત મુમુક્ષુ પુરુષે કરવા ન જોઇએ એ તો નિરાગન મત છે જો

થશે અને તેના ચરણેના પ્રતાપથી તમામ પ્રાણીઓ મોક્ષને પ્રાપ્ત થશે તે વખતે હે ગગા વગેરે સરિતાઓ તે મુનિ તમારામા ન્હવાને પ્રવેશ કરશે અને એના સ્પર્શ માત્રથી તમને બધાને મોક્ષ પ્રાપ્તિ થશે આવા પ્રકારના અનેક પ્રમાણો કળિયુગમા બ્રહ્મજ્ઞાન આપવાવાળા મુનિઓનુ થવુ તેમજ બધ જ બધા પ્રાણીઓની બ્રહ્મજ્ઞાનથી મુકિત થવાને માટે મુકત કઠે પોકારે છે, તેના પર પણ કોઇ પણ વ્યકિતને બ્રહ્મજ્ઞાનથી મુકિત નથી થતી એવોજ નિશ્ચય રહેતો "**सूर्यस्य किं दुषणम्**"ની અનુસાર શાસ્ત્રનો શુ દોષ ? આ વિષયમા વધારે કહેવુ ઉચિત નથી આ તો સજ્જનોનુ કર્તવ્ય છે

સધ્યા ઉપાસનાના વિષયમા વધારે કહેવુ વ્યર્થ છે જન્મથી બધાજ શુદ્રવત ઉત્પન્ન થાય છે સસ્કાર થયા પછીજ દ્વિજ અને વેદાધ્યયન પૂર્ણ કર્યા પછી બ્રાહ્મણ થાય છે આ વાત શાસ્ત્રસિદ્ધ છે. શાસ્ત્રમા તો બ્રાહ્મણ એનેજ કહ્યો છે કે જે બ્રહ્મને જાણીને માને છે તો ભલા કહો બ્રહ્મ શુ છે ? પચતત્વ બ્રહ્મ છે ? ત્રણ ગુણ બ્રહ્મ છે ? યા પચીશ પ્રકૃતિ બ્રહ્મ છે ? અથવા પત્થરની મુર્તિઓને બ્રહ્મ સમજો છો કે ઉપન્ની વસ્તુઓને જ્ઞાનને બ્રહ્મ સમજો છો ? જો બ્રહ્મ નથી તો બ્રહ્મના ગયા પછી બ્રાહ્મણત્વ કેવી રીતે પ્રાપ્ત થશે તે કહો કારણ કે ઉપર કહ્યા પ્રમાણે વસ્તુ જ્ઞાનથી બ્રાહ્મણ થઇ શકતો નથી ગાયત્રીનો અર્થ સાભળો, જેવી રીતે પ્રકૃતિથી ઉત્પન્ન થએલ ૐ કારતો ત્રિગુણના બીજનુ કારણ છે અથવા "**भूर्भुवः स्वः**"

એ વ્યાહ્રિતિ લોકવાચક છે **तत्** બ્રહ્મ છે સવિતા ચિદાદિત્ય સ્વરૂપ છે તેના ઉત્તમ તેજથી બધાની બુદ્ધિમા ચેતન પ્રસરી રહ્યુ છે એવા બ્રહ્મનુ અમે ધ્યાન ધરીએ છીએ તેરીજ રીતે બ્રાહ્મણ થયો તો

બ્રાહ્મણ ધર્મ પણ પ્રાપ્ત થયા જુઓ દરરોજ ત્રણ વખત સંધ્યા કરવાનું ચારે વેદ પણ કહે છે એ સંધ્યા કુશવડે થઇ શકતી નથી યત્ર અને પાણીથી પણ થઈ શકતી નથી. પરંતુ બ્રહ્મનું ધ્યાન ધરવાથીજ સંધ્યા થાય છે

બ્રહ્મજ્ઞાન દિવસ અને સંધ્યા રાત્રિ છે એજ પ્રમાણે બુધ્ધિ સંધ્યા છે અને તેમાં ગાયત્રીનું સ્મરણ કરવું એ સંધ્યા છે જે બ્રહ્મજ્ઞાન ગાય તે બ્રહ્મગાયત્રી છે એજ સાવિત્રી અને વેદમાતા છે એનેજ બ્રહ્મ વિદ્યા ઉત્તમ વાણી એવા નામો આપવામાં આવ્યા છે અને એજ ગાયત્રીના ઉપાસક બ્રાહ્મણ છે એ ઉત્તમ વાણી રૂપ ગાયત્રીને જાણનાર પરમપદને પામે છે અને શૈવ, વૈષ્ણવ, આદિ નામોથી મોક્ષ થતો નથી

चिदादित्य परब्रह्म चिद्भासा गायत्री स्मृता ।
तां वेद ब्राह्मणो मुक्त स्तिनैवान्य साधनै ॥

આથી એમ સ્પષ્ટ સિદ્ધ થાય છે કે ચિદાનંદ ઘન પરમાત્મા સૂર્ય જેવો પ્રકાશરૂપ છે ચિદાનંદ ઘન બ્રહ્મની ચિદ્આભાસ પ્રભા ગાયત્રી છે એનો જાણનારજ સાચો બ્રાહ્મણ છે અને તેનેજ મોક્ષ પ્રાપ્ત થાય છે મોક્ષના સાધનરૂપ ઉત્તમ વાણીરૂપ ગાયત્રીનું સમ્યક જ્ઞાન પણ છે અને બીજા સાધનોથી બ્રહ્મપ્રાપ્તિ થતી નથી એનું એજ કારણ છે કે ગીતામાં અર્જુનને શ્રી કૃષ્ણજીએ બ્રહ્મ પ્રાપ્તિનું મુખ્ય સાધન પ્રેમ લક્ષણા ભક્તિ બતાવીને બીજા સાધનોનો નિષેધ કર્યો છે.

**सर्व धर्मान् परित्यज्य मामेकं शरणं व्रज ।**
**अहं त्वा सर्व पापेभ्यो मोक्षयिष्यामि माशुच ॥**

સજ્જનો ! બધા પ્રશ્નોના ઉત્તર પ્રમાણ સહ અપાઇ ગયા છે અને તે વાત હાજર રહેલી પ્રેક્ષક તથા શ્રોતાજનોએ સંપુર્ણ શાંતિથી સાંભળી છે અને કોઇ વિચારને માનવો યા ન માનવો એમ આગ્રહ કરતા નથી જે વાત સત્ય હોય તે માનવી એ પ્રત્યેક મનુષ્યની ફરજ છે. સુજ્ઞ શ્રોતાજનો! વિશેષ વિસ્તાર કરવો ઉચિત નથી કારણકે. સુજ્ઞેષુ કિં બહુના ॥



હમારી મંગલપુરી સુખદાઇ જહાંપર શ્યામશ્યામ બીરાજે,
શ્રીજી સાહેબજીકા ડંકા, હરદમ આઠોં પ્રહર બજ્યા બાજે.
પાંચ સરૂપ જહાં આયે મીલે, તબ ગાદીજી પધરાઇ,
જુગલ જોડી ઉપર બૈઠા કે, આરતી ભઇ સુખદાઇ. હમારી૦
ચૌદ લોકકો મુક્તિદાતા, પુરણ બ્રહ્મ પ્રાણનાથ,
પરમ ધામકા ધ્યાન કરે, ઓર સુનેયે સુંદર સાથ. હમારી૦
મંગલ પૂરીકા મંગલ દર્શન, સે હોતા કલ્યાણ,
મંગલમય શ્રીજી સાહેબજી, સબ પર હૈં મહેરબાન હમારી૦
બાઇજીરાજકી મહાન કૃપાસે, પુરણ હુએ મન કામ
દાસ ગમજી જુગલ જોડીકું પલ પલ કરે પ્રણામ હમારી૦

મુદ્રક–વિઠ્ઠલદાસ ભીકાભાઇ, 'સુંદર' પ્રી. પ્રેસ, લીમડાચોક–સુરત